પરણીના ઇનામની કવિતા.

# मनगमतं स्त्री.

ઉપરથી ગુજરાતીમાં કર્યો,

નામિયાં રસુલમિયાં,

ડાપુર શાળાના મુખ્ય મહેતાજી.

છપાવી પ્રકટ કરનાર,

વર્નાક્યુલર સોસાઇટી.



અમદાવાદ.

ગુજરાત ગેઝેટ પ્રેસમાં

મ હરિલાલ વર્માએ છાપ્યું.

૧૯૫૫   ઇ. સ. ૧૮૯૯

કિંમત ૧ આનો.

૬૯૪૨

# મનગમતી સ્ત્રી.

---

### શાર્દુલવિક્રીડિત છંદ.

સાદો સભ્ય ગૃહસ્થ એક અતિજે,
ન્યાયી મતીનો હતો;
સાધુ તુલ્ય મનાઈ સર્વ જનમાં,
પામ્યો પ્રશંસા છતો;
આ સંસાર વિશે નિમગ્ન રહિને,
પ્રેમે પ્રભૂને ભજે;
સાધે સ્વાર્થ સદાય સે'જ ત્યમ તે,
પરમાર્થ પંડે સજે. ૧
સાચો જ્ઞાની વિલોકી માનવો ઘણા,
આવે ઉમંગે મળી;
પૂછે વર્તન શુદ્ધ કોઈ જન તો,
વેદાન્ત કોઇ વળી;
શાણી અમૃત ખાણી વાણી સુણતાં,
રીજાય શ્રોતા રસે;

એવો મુજ્ઞ ગ્રહસ્થ એક પુરિમાં,
ભીમા કિનારે વસે. ૨

### ભુજંગી છંદ.

ખુશી તેહના ગેહમાં પૂર્ણ દીસે,
સમાધાન જ્યાં ચીત્ત પામે અતીશે,
મચે છોકરાં કિંકરો નીત્ય કામે,
શિખી રીતિ સંસારની સુખ પામે. ૩
ભલાં છોકરાં રેંટિયે સૂત્ર કાંતે,
રૂડી નારીયો રંગતી પૂર્ણ ખાંતે,
વળી પત્નીયો નીજ ભર્થાર સાથે,
ચલાવે સદા હેતથી શાળ હાથે. ૪

### ઇંદ્રિવજ્રા છંદ.

તે[1] એક ટાણે નિજ પત્ની જોડે,
બેશી વણે એક સુવસ્ત્ર કોડે,
એવે હરીદ્રી દ્વિજ એક આવ્યો,
તેણે પુછયો પશ્ન ઉદાસી છાયો. ૫

---

૧ સાધુ.

## ભુજંગી છંદ.

હતી વિપ્ર-વામા અતી દુઃખ દાઈ,
સદા સ્વામિ હૈયે ઉદાસી સમાઈ,
અતી આપદાએ ગયો છેક ત્રાસી,
પિડા ઊંડિ સાધુ સમીપે પ્રકાશી. ૬
નથી પ્રેમદા-પાત્રમાં લેશ પ્રીતી,
ન જેમાં દિસે વર્તવાની સુરીતી,
કરે લોક એવે સમે યોજનાજે,
બતાવો મને આપ તે સર્વ આજે. ૭
નડે ભામિની પાંતિની પીડ ભારે,
ન જોયો થતો ખેદ તેને લગારે,
કરૂં કેમ તો તે મને સુખ આપે,
સદા અંતરે સ્નેહની છાપ છાપે. ૮
રહેશાન્ત ચીત્તે તજે ક્રોધ પ્રીતે,
મળે સંગતીમાં મને સુખ નીત્યે,
રૂડાં લક્ષણે ચાલી કીર્તિ વધારે,
રીતી છે કઇ એવી કે કામ સારે? ૯
દિસે પેખતાં બુદ્ધિશાળી પ્રવીણી,

તથાપી રહે ક્રોધમાં ભાગ્ય હીણી,
ચડેલાં ભવાં નિત્ય કાયા તપેલી,
રહે જાગતી, ના દિસે તે ઉંઘેલી. ૧૦
કરૂ બોધ કે બીક દેખાડું ઝાઝી,
તથાપી નથી છોડતી ટેવ પાજી,
નથી માર માર્યા તણી રીત સારી,
ખુવે કીમ્મતી જીંદગી વ્યર્થ નારી. ૧૧
ગમે ખેલવું ખાવું પીવું ન જેને,
દિસે બોલવું ચાલવું ફોક તેને,
ઘણા લોક તો અંતરે ઘેલી બૂઝે,
પતી સેવના એવીને કેમ સૂઝે?. ૧૨
સુણી એવું સાધુ વદ્યા સુખદાઈ,
ગઇ અન્યના પ્રેમમાં શું ફસાઇ ?,
બની જો હશે તે દુરાચારી બાઈ,
સદા તારી સાથે રહેશે રિસાઈ. ૧૩
સુણી સ્વામી સાધુ તણી વાણી તેવી,
વદ્યા કે કુછંદી નથી નારી એવી,
રિઝે વિશ્વ કર્તા સદા તેમ ચાલે,
મુખે તેની સન્નારીયો સાક્ષિઆલે, ૧૪

## ગીતિ ૭૬.

સુણતાં એવું સાધુ,
કે'છે ત્યારે ફિકર ન તું કરજે;
તારી ઈચ્છા ફળશે,
ધીરજ અંતર વિશે ઘણી ધરજે. ૧૫
જઈ તું નીજ સદનમાં,
પૂછ પ્રિયાને રહે ક્રોધિ કેમ ?;
કરૂ ઉપાયો કેવા,
કે તું સંતોષથી રહે ક્ષેમ. ૧૬
દરીદ્રિ સ્થિતિમાં પણ જો,
સંપે સ્વામી પ્રિયા રહે જોડે;
કેમ ઉભય સુખ પામે,
તે તુજને હું બતાવું છું કોડે. ૧૭

### ઉપેન્દ્રવજ્રા છંદ.

કહી મુખે એટલી વાત એને,
સમીપ મારી લઇ આવ તેને;
કરૂ હું યુક્તિ પછી કેવી જોજે,
ન દુઃખ તેને દઈ શાન્તિ પૂરજે. ૧૮

કઠોરતાથી અતિ દુઃખ થાયે,
કળાથી કાર્યો કપરાં કરાયે;
સુવાણિ સાધુની સુણી સુપેર,
ગયો પછીતે દ્વિજ નીજ ઘેર. ૧૯
કહી પ્રિયાને બનો વાત ત્યાંજે,
વિવેકથી તેમ ધિમે અવાજે,
વધો પછી સાધુ સમીપ જેયે,
સુદર્શને પાવન આજ થૈયે, ૨૦
નવીન તેના સુવિચાર જાણી,
કરીશું કોડે સુખની કમાણી;
સુણીપતી- બાવણુબોલીનારી,
ન સાધુની રીત જાણ્ુય સારી' ૨૧
શુંકામ તેડે મુજને ઠગારો,
હું ધારૂં છું કોઈ હશે ધુતારો;
કરી શકે તે શું ઈલાજ મારો,
છું ગાંડી કે બુદ્ધિ કમી વિચારો ! . ૨૨

ચોપાયા છંદ.

સમજું હું સંપૂર્ણ દિલે કે,

આ ભવમાં તો મારે;
બનવાનું તમ સંગ નથી કદિ,
રડું હું તે [1]શર મારે;
ભાગ્ય ભુંડાની છું હું અબળા,
કરો પ્રયત્ન અનેક;
એકે સફળ થશે ન જશો સો,
મિથ્યા મે'નત છેક. ૨૩
સુણી એવી વાણી દુખ ખાણી,
કંથ કહે એ પ્રીતે;
એમ નિરાશ થવાથી કહિએ,
લાભ મળે શી રીતે ?;
તજાવો ઉદ્યમ સ્વાર્થ બગાડે,
ના ઉમેદિની [2]રહેવા;
માટે સાધુ પાસે જઇએ,
કૃપા પ્રસાદી લેવા. ૨૪

ઇંદ્રવજ્રા છંદ.

તેં આશ મેલી મુજને ઉમેદ,

---

૧ તીર. ૨ ટેવ.

ઉદ્યોગથી થાય કદી શું ખેદ;
મિથ્યા નહીં જાય પ્રયત્ન સારો,
અંતે રૂડાં તે ફળ આપનારો. ૨૫
રાખે ભલો સાધુ ઘણી કૃપાયે,
દેખાડશે તે હિતના ઉપાયે;
જો તે દિલે યોગ્ય, પ્રિયા તું ધારે,
તો વિશ્વમાં ન્યૂન રહે શું મારે. ૨૬
છે તે મહા સાધુ સમર્થ જ્ઞાની,
લોભી નથી કે નથી ધૂર્ત-ધ્યાની;
દેખી બુરાં લક્ષણ દીલ દાઝે,
સન્માર્ગનો બોધ સદા [1]નિવાજે. ૨૭
જો તારૂં મારૂં ચિત એક થાયે,
તો ભૂતળે સ્વર્ગ બિજું પમાયે;
સંસાર ચાલે સુખ રૂપ બેશ,
સૌ કામના પારપડે હમેશ. ૨૮
પત્ની પતીનાં મન એક હોયં,
તેની ખુબી વર્ણિ શકે શું કોયે?;

---

૧ આપે.

જો દિન થોડા દિલ એક રાખું,
તો સ્નેહનો સ્વાદ સુમિષ્ટ ચાખું. ૨૯
જે જોડું સંપી વસતું હમેશ,
તેની બધે કીર્તિ ગવાય બેશ;
વામા વદી સર્વ હું એ વિચારૂં,
હૈયું મળે કેમ પરંતુ મારૂં? ૩૦
છે વૃત્તિ મારાથી તમારી જૂદી,
તો ના સુઝે વર્તન આજ સૂધી;
ઇચ્છું ન હું સંપ તમારી સાથે,
જાણો તમે એમ દિલે શું જાતે?. ૩૧
લાગે મને ધાક તમારી પાસે,
બોલું બિતી તે રૂચતું ન ભાસે;
લાવો પછી ક્રોધ તણો ઉછાળો,
જે હું કહું તેની વિરૂદ્ધ ચાલો.
શોચું દિલે કે કરવું હવે શું,
સૂઝે ન કૈં શુન્ય બની હું બેસું;
હીસાબ ને વાંચન શીખી તે તો.
જોતી નથી પ્રીતિ જરા હવે તો. ૩૩

## વસંતતિલકાછંદ.

વામા તણાં વચન સાંભળી કંથ કે'છે,
આ વાત ધ્યાન ધરવી તુજને ઘટેછે;
પ્રેમે કથેલ કથનોય ખુચે તને તો.
વૃત્તિ ફરેલી હમણાં દિસતી મનેતો. ૩૪
ઊંધી મતિ તણી ગતિ થઇ છેક તારી,
તેથીજ આવી ભ્રમણા ઉઠતી અકારી;
હું વાત કાંઇ કહું જો તુજ હીત સારૂ,
તું તોય દુષ્ટ દિલમાં મુજને વિચારૂં. ૩૫
જો ત્યાગ તુજ કરૂં તો ભુંડું ભાગ્ય ધારે,
ના દોષ નીજ સમજાય તને લગારે;
તેથી ન [1]પાંતી મળતી તુજ સંગ આવે,
લૈ જાઉં સાધુ સમિપે શું પ્રીતિ અભાવે?. ૩૬

## છપય છંદ.

મારી પ્રીતિ વિશે, તને મનમાં છે ભ્રાન્તિ;
માટે સાધુ પાસ, જઇ મેળવવી શાન્તિ;
આપણુ બંને વિશે, ચૂક છે કોનિ વિશેષે;

---

૧ રાશ.

સ્વચ્છ હૃદયનો સાધુ. તરત દેખાડીદેશે;
દરકાર ન રાખે કોઇની, સત્યવચન ભાખે સદા;
માટે દિલગીર થઈ દિલે, કષ્ટ સહીશ નહીંકદા.૩૭
નથી ભાગ્યમાં એમ, કેમ તું કથન ઉચારે;
સાંભળ તેનો બોધ, મળે સંતોષ વધારે;
સ્નેહ સહિત આપણે, સુખ શાંન્તિમાં રહિયે;
નરનારી અન્યને, દાખલા રૂપે થઇએ;
મહીમાસાધુનીકૃપાતણો, મનમાંઅકથજણાયછે;
મળશેએનાજપ્રતાપથી, પ્રભુનીદયામનાયછે.૩૮

માલિની છંદ.

મધુર મધુર એવા, બોલ બોલી પ્રિયાને,
દરશન કરવા તે, લૈ ગયો સાધુ સ્થાને;
જઇ નિજ કરજોડી, દંપતી પાય લાગ્યાં;
કહી બની હતી તેવી, વારતા ભાગ્ય જાગ્યાં.૩૯

ભુજંગી છંદ.

દિધો તેમને સાધુએ આવકારં,
કહ્યું બેસવા ભાવથી એકઠારં;
તથાપી રહ્યાં તે ઉભાં. સાધુ પંડે,

કરે કામ [1]વિશ્વેશ બોલે અખંડે. ૪૦
વળી કિંકરો છોકરાં એજ રીતે,
કરે પોત પોતાતણું કામ પ્રીતે;
સદા આંગણામાં બધું કામ ચાલે,
દિલે તેમની શાન્તિ સંતોષ આલે. ૪૧

શાર્દુલવિક્રીડિત છંદ.

લાવે સૂતર કેટલાક જન તો,
બીજા ગ્રહી રેંટિયો;
આપે છે બળ વાપરી વળ ઘણું,
કોઇ કરે આંટિયો;
કોઇ આણિ ઉમંગ રંગ કરતા,
કાળો, પિળો, જાંબુઓ;
રંગે કોઇ પલાળિ બીજા વરણું,
તે આંટિઓ ત્યાં જુઓ. ૪૨
ઊભાં દંપતિ શાળ પાસ જઇને,
જોવા કૃતી ધ્યાનથી;
કેવા આમથી તેમ દોડ કરતા,

---

૧ પ્રભુ.

ત્યાં કાંઠલા તાનથી;
વસ્ત્રો તાર ગુંથાઈ કેવી રીતએ,
તૈયાર ત્યાં થાય છે;
જોતાં લૂગડું આખું એક નજરે,
શું વાહ દેખાય છે!!. ૪૩

હરિગીત છંદ.

અજવાળું જોઇએ એટલું,
પડતું હતું એવે સમે;
જોતાં મનોહર રંગ સુંદર,
વસ્ત્રનાં આંખે ગમે;
બોલાવી નારી તે પળે,
દીવો લઇ સંતે સહી;
તે હસ્તમાં લઇ સાધવી,
ત્યાં આવી સદ્ય ઉભી રહી. ૪૪
તેને કહ્યું પછી સાધુએ,
લઇજા, લઈ ગઇ એટલે;
જોનાર જન એ કાર્ય જોઇ,
નવાઇ પામ્યાં તેટલે;

પછી દંપતીએ સાધુને,
પૂછયું પ્રકાશ પુરો છતાં;
છે કોણ નારી બિચારી કે,
લાવી દિવો મંગાવતાં. ૪૫
વળિ કેમ ગઇ પાછો લઇ,
કારણ કળાય કશું નહીં;
સાધુ કહે એ નારી મારી,
પવીત્ર પત્ની છે સહી;
એને નિહાળી અંતરે,
આનંદ થાય મને ઘણો;
હમણાં દિવો મંગાવિયો,
ઉત્તર દિધો આ તેતણો. ૪૬
જે નારી મનથી એવી,
આજ્ઞા પાળનારી જણાય છે;
તે કામિની નિજ કંથને,
નિ:શંક વ્હાલી થાય છે;
ગોરી મનોહરિ કોઈ જોતાં,
રૂપ જોબનની ભરી;

આજ્ઞા ઉલંઘન કારી નારી,
ગમે નહિં પતિને જરી. ૪૭
ઝટ લાવવા દીવો અહીં,
એને કહ્યું મેં જેટલે;
તો પૂજ્ય આજ્ઞા માની મારી,
લાવી દીવો એટલે;
છે સૂર્ય જેવો તેમ એને,
આ દિવો દેખાય છે;
એ નારી શું નજરે તમારી,
ગાંડિ તુલ્ય જણાય છે ?. ૪૮
નથી મૂર્ખ મારા સ્વામી એવું,
અંતરે સમજે સદા;
નિજ બુદ્ધિએ પ્રતિ કાર્યની,
તુલના કરે તે સર્વદા;
પરિપૂર્ણ એના મન વિશે,
માને અહો નિશ ભામની;
ન કરાવવાની કંથને છે,
ટેવ મિથ્યા કામ. ૪૯
જે મૂર્ખ માનની હોય તે,

માને ન આજ્ઞા કંથની;
મતિ ક્વચિનિ માહીતી પામે,
કેમ સાચા પંથની;
તે તો કહે દિવસે તમે,
દીવો મગાવો કેમ છો?;
અજવાળું પૂર્ણ છતાં જુવો ન,
થયા શું ગાંડા એમ છો?. ૫૦
એથી વધારે મુર્ખ એથી,
પણ વધુ અભિ લાખશે;
શું નેત્ર ફુટયાં કે થયા છો,
અંધ એવું ભાખશે;
છે કામ મારે તો અનેક,
જરૂરનાં નવરી નથી;
કે'વાથી દીવો લાવું શું,
એ થીજ હું મુર્ખી હતી?. ૫૧

શાર્દુલવિક્રીડિત છંદ.

આજ્ઞા પાળક નારી પ્યારા પતિને,
લાગે દિલે સર્વદા;

વામાને વશ પૂર્ણ સ્વામી વરતે,
ખેંચાય પ્રીતી સદા;
તાબેદારી ઉડાવી પ્રેમ પતિનો,
સંપાદી તાબે કરે;
સંધાતાં મજબૂત ચીત અસરો,
કેવી પ્રિયા આદરે. ૫૨

ઇંદ્રવજ્ર છંદ.

જો સ્વામી જાતે વ્યસની જણાયે,
તેની દવા પ્રેમી પ્રિયા સદાયે,
આપે મુખે શીખ પિતા ઘણેરી,
મેલે કદી ટેવ ન હાની કેરી. ૫૩
તે સદ્ય ત્યાગે સુણી એક શબ્દ,
પત્ની મુખેથી પતિ પ્રેમ લુબ્ધ,
સ્વાધીન વૃત્તિ લઇને પતીની,
માલીક તે થાય પતી મતીની. ૫૪
વાળી શકે ઇચ્છીત માર્ગ તેને,
વર્ણી શકે શું કવિ કોઇ એને,
ઉડાઉ આઝા દિનનો વિશેક,

તેને કરે કંજુસ નારી છે કે. ૫૫
ધારે પ્રિયા જેમ હમેશ ચીત્તે,
ચાલે પતી એમજ નિત્ય પ્રીતે,
પત્ની તણું દિલ દુભાતું દેખે,
તો સ્વામીનું દિલ દુખે અલેખે. ૫૬

શાર્દુલવિક્રીડિત છંદ.

આજ્ઞા પાળક હોય જે [1]કુળવધૂ,
સ્વામીતણી સર્વદા;
લાગે તે પતિને અતી મન વિશે,
પ્યારી સદા પ્રેમદા;
માટે હોય અપ્રીય કાર્ય પણ જે,
પ્યારૂં ગણે ભામિની;
ભાવે તે નિઃશંક સ્વામી કરતો,
સંતોષવા કામિની. ૫૭
મોટી મોટી સભા વિશે મુખ થકી,
વાખ્યાન કોડે કરે;
દેવો પથ્થર તુલ્ય તિર્થ સઘળાં,

૧ સારા કુળની સ્ત્રી.

મિથ્યા મનાવે ખરે;
આપે ખૂબ સુબોધ શોધ કરીને,
ઉત્સાહ આણી અતી;
પત્નીને ખુશી રાખવા પણ જુઓ,
તાબો કરે તે પતી. ૫૮

ચોપાયા છંદ.

વિપરિત વર્તન જોઈ સુધારક,
પુછે ખુલાસો એનો;
તો વામા વશ પતિ ઉત્તર,
એવો આપે છે તેનો;
દેશાટન કરવાને કાજે,
તીર્થ નિમિત્ત ફરૂં છું;
તત્વ શોધવા શ્રદ્ધા પાખી,
મુર્તિ પુજા કરૂં છું. ૫૯
જે પત્ની પરિપૂર્ણ પતીનો,
પંડે પ્રીતી પામી;
તેના તો આનંદ વિશે પણી,
જણાય શેની ખામી;

નિજ પતિની આજ્ઞા પાળેજે,
કષ્ટ સહીને જાતે;
તે વામાને સમજુ સર્વે,
ધન્ય કહે ભલિ ભાતે. ૬૦
માને છે તેને પતિ મનમાં,
એક દેવતા સરખી;
પૂર્ણ મનોર્થ કરે છે તેના,
હમેશ હૈયે હરખી;
તેને દ્રષ્ટી આગળથી આઘી,
થોડા દિન ખસે છે;
તો થઈ સ્મરણ દિલે સ્વામીને,
અતિ ઉદ્વેગ વસે છે. ૬૧
પિયર મોકલે તો કહે બહુ દિન,
રહિશ ન ચિંતા મેલી;
કામ ઘણાં અહિં જોતિ જાય છે,
માટે વળજે વ્હેલી;
અથવા કંઈ કામને નિમિત્તે,

પ્રિયાની સંગ [1]પળે છે;
ત્યાં તેની ઇચ્છા કરી પૂરી,
પાછો લેઇ વળે છે. ૬૨
વામા તણે વિયોગે ચિતમાં,
ચેન પડે ન લગીર;
માટે લેતો આવે સાથે,
સ્રીને પતી અધીર;
એમ પરસ્પર ઉભય તણાં મન,
સ્નેહ વડે સંધાયે;
તો સંસાર તણી યાત્રા અતિ,
સુખ દેનારી થાયે. ૬૩
સાધુનાં સુણિ વચનો એવાં,
વદે વિપ્રની વામા;
છો મહારાજ અજાણ્યા માટે,
બોલો બોલ નકામા;
કરૂં પ્રયત્ન ઘણાક તથાપી,
એમ થવાના સાંસા;

1 જાય છે.

આ ભવમાં તો એવું સુખ,
ભોગવવાનો નથી આશા. ૧૪
કેટલીક કામિનિના કંથો,
દિલના ભોળા દેખું;
કેટલાક નિજ નારી વચનો,
પાળે એવા પેખું;
વળી કોઇ તો પત્ની ઉપર,
દિસે ઘણા મોહીત;
જણાય જાણે હોય છંદમાં,
ગઇ તેમનાં ચીત્ત. ૧૫
પણ મારા સ્વામીને એવા,
ભોળાં દિલે ન ધારો;
ઉપાય એમની આગળ કહિયે,
કશો ન ચાલે મારો;
પત્ની ઉપર હોય થએલો,
જે પતિ મોહિત ભારી;
જણાય છે તેની તો જોતાં,
વાતજ સૌથી ન્યારી. ૧૬

એવો કંથ પ્રિયાની હઠને,
હોંસે પુરી કરે છે;
તેમ કંથની હઠ કરીં પૂરી,
મનમાં પ્રિયા ઠરે છે;
એ રીતે દંપતી પરસ્પર,
પ્રિયે પ્રેમ રસ પ્યાલા;
પણ આ તો દેખાય અમારા,
સૌથી ભેદ નિરાળા. ૬૭
કહુંછું હું સ્વામીને જેજે,
તે સૌ ઉલટું લાગે;
હઠ પકડીને રડું ઘણી પણ,
બીડ ન એથી ભાગે;
એ સૌ આગળ જોઇ લઈશું
કરે વાયદા તેવા;
બનવાનું કશુંએ નથીં આજે,
આપે ઉત્તર એવા; ૬૮
કોળા સાથે પાળી મળતાં,
દેખો જેવી રીતી;

જણાય છે એવીજ અમારી,
એક બિજાશું પ્રીતી;
લેખન વાંચન શીખી ઘરમાં,
શિખવ્યું કંથે કોડે;
નવરી ઘડીએ પડું નહીં ચિત,
લાગ્યું પોથી જોડે. ૬૯
પણ હમણાં કંઇ સૂઝ પડે નહીં,
રહે ઘણું મન ખીન્ન;
જીવતર કડવું ઝેર સરીખું,
લાગે છે પ્રતિ દિન;
નથી મમ સ્વામીની ખરિ મમતા,
તો આગળના દાહાડા;
કેમ જશે એવી ચિંતામાં,
જોઉં વિપતના ખાડા. ૭૦
જો કદિ હું રીસાઇ જાઉં તો,
મળે નહીં ફળ સારૂં;
દેખું છું મારી આંખે હું,
હમણાં ભવિષ્ય મારૂં:

સુણિ એવાં કાન્તાના વચનો;
કંથ વદે છે વાણી;
જો, ગત વર્ષ વિચારી મનમાં,
થઈશું એમ અજાણી. ૭૧

વસંતતિલકા છંદ.

જો પાછલા દિવસ પુર્ણ વિચાર સાથે,
છે કેટલું સુખ મળ્યું તુજ નાથ હાથે,
ખાત્રી ન થાય મનમાં કદિ એમ તારા,
તો બોલ તૂજ વદને પછિ દોષ મારા. ૭૨

સવૈયા એકત્રીશા.

ગૃહ કાર્યોથી મુક્ત કરીને,
લખતાં શિખવ્યું રાખી હેત;
વિલોકવાને અનેક આપ્યા.
સુલેખ તુજને સ્નેહ સમેત;
વળિ ક્યાં ક્યાંથી તારે કાજે,
મુલ્યવાન મંગાવ્યા ગ્રંથ;
એ સૌ યત્ન તણા હેતૂનો,
વિચારી જોતાં જડશે પંથ; ૭૩

ફુરસદ મળે તને તે માટે,
રાખ્યા કિંકર કરવા કામ;
ઘરનાં કાર્ય કરાવ્યાં સઘળાં,
મજૂરિનાં ખરચી બહુ દામ;
શાને માટે એમ કર્યું મેં,
તેનો મનમાં કરજે તોલ;
ક્રોધ કર્યા વણ શોધ કરીને,
સાચી વાત પ્રિયા તું બોલ. ૭૪
થાય તને જો સેʼજ દરદતો,
ચિતમાં સદા વિચારૂં આમ;
ક્લેશ પ્રિયાને થતો પિડાથી,
ક્યારે મટી મળે આરામ;
માટે સ્થિતિ ગરીબ છતાં પણ,
વૈદ લાવતો તારે કાજ:
જો ન હોય પરિપૂર્ણ પ્રેમતો,
દિલમાં શેની આવે દાઝ?. ૭૫
પળ પણ થાય તને બેચેની,
તો મન વ્યાકુળ થાય ઘણુંજ;

ખબર ન તેની હોય તને તો,
કર બકવા જેવી તુજ સૂજ;
લખી વાંચી જાણુતી નહીં તું,
હતી ઘેલી જેવી અજ્ઞાન;
ત્યારે મુજ આજ્ઞા હિતકારક,
જાણિ પાળતી આપી માન. ૭૬
અલ્પ જ્ઞાનથી પણ એ પ્યારી,
તારી ભ્રમિતમતી દેખાય;
હુંપદ હૈયા વિશે ભરાતાં,
મુજ કથનોમાં શંકા થાય,
દૃઢતાથી આજ્ઞા અનુસારે,
તને ચાલતાં લાગે બીક;
તેમ વળિ કંઇ ચીજ માગતાં.
ચિતમાં સંશય ઉઠે અધીક; ૭૭

માલિની છંદ.

તુજ મન દુખ તૂને, દેખતાં ભ્રાંતિભારી,
નહિં પછિ કશિ ચાલે, બોલવા હામ તારી;
અતિ તુજ અગનાને, તું પછી ખેદ આણે;
મણ પતિ બહુ તારો, હોંસિલો બૂજાણે; ૭૮

## હરિગીત છંદ.

અજ્ઞાની તો શ્રદ્ધાથી;
અન્ય તાગું કહેલું કરે સદા;
જ્ઞાની બિજાનું કહેલું;
સમજીને કરેછે સર્વદા;
પણ હોય અધુરૂં જ્ઞાન તો,
કોટી ઉપાય કર્યા થકી;
બ્રહ્મા મનાવે તોય તે,
કદિયે નહીં માને નકી. ૭૯
તારા કહ્યા મૂજબ પુરી,
ઇચ્છા ન હું તારી કરૂં;
તેમાંજ તારો સ્વાર્થ છે,
એ માનજે મનમાં ખરૂં;
નિજ માત પાસે જેમ,
માગે છે મિઠાઈ શિશુ મુખે;
નથી આપતી મા તેમ તે,
રોષે ભરાઇ રૂવે દુખે. ૮૦
ગુસ્સો ચઢે છે જેમ,
બાળકને સદા અજ્ઞાનથી;

તેવોજ તારો દાખલો,
દેખાય જોતાં ધ્યાનથી;
શિશુમાં સમજ હાનીતણી,
શી હોય તે ઉરઆણજે;
પછિ દુઃખ રૂદેછે માત કે,
છે કેમ? તે તું જાણજે. ૮૧
ભાષણ પતીનું સાંભળી,
તેનું શરીર તપીગયું;
બોલી, શું! મારૂં બાળથીપણ,
બાળમાં લેખું થયુ?;
જો હોઉં એવી તો મને,
અર્ધાંગના કરી કેમ છે?;
કહ્યું સાચુંને કે કેટલું,
અપમાન આપે એમ છે?. ૮૨
મારા કરમની કેટલી,
કહાણી કહું તમને કહો?;
પતી, બાળ કરતાં પણ ગણે છે,
બાળ મુજને તો અહો!;
ચાલે શું મારૂં એમની,

આગળ વિચાર કરી જુઓ;
સાધું કહે કે શાન્તિથી,
સુશિલયો મિજાજ નહીં ખુઓ. ૮૩
સુણતાં હકીકત કાનથી,
શું બાઇ તારૂં જાય છે;
લઘુતા ઘણી છે કીમ્મતી,
મોટા કવિ મુખ ગાય છે;
મિથ્યાભિમાન કર્યાથી કાંઇ,
ન થાય કાર્ય ખચીત છે;
મિથ્યાભિમાની જનો ઘણા,
હલકા પડે અહીં નિત્ય છે. ૮૪
મગરૂરી જેના મન વિશે,
અજ્ઞાની એજ મનાય છે;
જે ગર્વ ત્યાગે મૂળથી,
જ્ઞાની મનુષ તે થાય છે;
જોતાં મહા મુનિજન તણો,
સિદ્ધાંત એવો દેખિયે;
વળિ આપણે અનુભવ થતાં,
પ્રત્યક્ષ એવું પેખિયે. ૮૫

પહ્લું નમે જે, ત્રાજવાનું,
એજ ભારિ ગણાય છે;
ઉપર ગએલું તે જુઓ,
હલકું હમેશ ભણાય છે;
એ દાખલો દેખી રૂડી,
જે નમ્રતા મનમાં ધરે;
મોટાઈ તે ગુણ આહીના,
મનમાં સદા વાસો કરે. ૮૬
તારા પતીના પ્રેમનું,
પેખાય આ પરિણામ છે;
ચિંતા દિલે હોવાથી તે,
લાવ્યો તને આ ઠામ છે;
પ્રીતિ વિના બહુ યત્નથી,
લાવે તને ન કદી અહીં;
કરવો ઘટે નિજ અંતરે,
તેનો વિચાર તને સહી. ૮૭

ગીતિ છંદ.

પતિની આજ્ઞા પાળી
તારી શોભા વધાર તું કોરે;

નો મોટાઇ તારી
વધશે રાજાન રાણિની ગોડે. ૮૮

### વસંત તિલકા છંદ.

સાધુ તણાં વચન સાંભળી વિપ્ર-નારી,
બોલી મુખે વિનયથી કથનો વિચારી,
અન્યાયિ હોય કદિ જો પતિ કેરી આજ્ઞા,
તો કેમ માની શકશે પછિ નારી સુજ્ઞા. ૮૯
સાધુ કહે શું પતિને મતિહિન માને,
અન્યાય ન્યાય મનથી શું ન તે પિછાને,
વિદ્વાન માન્ય ત્યમ તે કુળવાન જાતે,
રીઝે કદી શું મનમાં અઘટીત વાતે. ૯૦
નિંદાની બીક યશની શું ન ગર્જ [1]લેશે;
આજ્ઞા હમેશ તુજને હિત કારી દેશે,
જે થાય બેઉ જણને અતિ લાભ કારી,
માટે ખુશીથિ પતિનું કહ્યું માનજારી. ૯૧

### છપય છંદ.

ગુરૂનાં કેણુ સદાય, શિષ્ય કેરા [2]દુખહારી,
માત પિતાનાં વચન, બાળકોને હિતકારી;

---

૧ લગારે. ૨ દુખને દુર કરનારાં.

તેમ કંથનાં કથન, કામિનીને સુખદાઇ;
સુણી અંતરે અભાવ, લાવવો નહિ કદિ કાંઇ;
વચનો તેનાં કડવાં દિસે,
તો મતિ દુષ્ટ પ્રમાણુ જે;
હાથે કરિ ઘરમાં અવદશા,
લાવી એવું જાણજે. ૯૨

ભુજંગી છંદ.

ભરૂસો પતીનો દિલે તું ન લાવે,
દગો તારી સાથે પછી તે ચલાવે,
ઉરે કંથનો જો તું વિશ્વાસ થાપે,
પ્રભૂ કોડ પૂરા કરી કષ્ટ કાપે. ૯૩
ગણે નારી જે કંથને દેવ રૂપે,
દરીદ્રી કદી હોય કે તે કુરૂપે,
સદા તોય આજ્ઞા પ્રિયા તેની પાળે,
કથાકાર જો! તેમને ધન્ય આલે. ૯૪
દિધી દુષ્ટ આજ્ઞા કયાધૂ-પતીએ,
દિધું પૂત્રને ઝેર પંડે સતીએ,
પતી કેરિ આજ્ઞા જુઓ પાળિ એવી,
જનો મધ્ય કીર્તિ રહી તેની કેવી?. ૯૫

પતી મૂર્ખ છે એમ શું છેક તારો?,
નથી ન્યાય અન્યાય શું જાણનારો?;
ભલા ભાગ્યની કે મળ્યો કંથ એવો,
રૂડો ભાવ રાખી સદા લાવ લેવો. ૯૬
દુખી લેશ જો જીવ દેખે પતીનો,
ઘણો થાય વ્યાકુળ આત્મા સતીનો,
વહે જીંદગી તે દિલે વ્યર્થ લાગે,
દયા વીનવી કંથની પાસ માગે. ૯૭

શાર્દુલવિક્રીડિત છંદ.

જયારે કોઈ સુશીળ સાચિ સતીનો,
ગાંડો પતી થાય છે;
બુદ્ધિમાં નહિં શુદ્ધિ જેનીં જરિયે.
તોપ્રાની દેખાય છે;
ભાવે તોય હમેશ એવીં વખતે,
સ્વામીનિ સેવા કરે;
માને છે અવતારની સફળતા,
એમાંજ તે અંતરે. ૯૮
ગાંડો કંથ વિલોકી બોજ ઘરનો.
વહેવા કટી બાંધવી;

આજ્ઞા પાળક ધર્મ વર્ણે પતિની,
સેવા પુરી સાધવી;
(પણ) જ્યાં સુધી શિર ભાર હોય પતિને,
સંસારી કામો તણો;
આજ્ઞા પાલન મુખ્ય ધર્મ સતિનો,
ત્યાં સુધિ સાચો ગણો. ૯૯

ચોપાયા છંદ.

કામ હોય કરતો કંઈ સ્વામી,
તેમાં હાનીં જણાયે;
વિવેકથી તે સૂચવવી પણ,
રહેવું શાન્ત સદાયે;
આજ્ઞા પાલનમાંજ સતીનો,
સદાય સાચો સ્વાર્થ;
જો ઇચ્છે સ્વાધીન પતી તો,
માન ખરો ભાવાર્થ; ૧૦૦
અનુભવથી પત્નીનીં સૂચના,
ખરી પતીને ભાસે;
તો તેના ઊપર સ્વામીની,

પૂજય બુદ્ધિ ઉભરાશે;
સ્મરણ સૂચના તણું થતાં,
સ્વામીને શુદ્ધિ આવે;
દિલ દુખાયન તેમ પતીને,
મેળવી લેવો ભાવે. ૧૦૧
એવા વર્તનથી સ્વામીનો,
પ્રેમ ઘણો જ પમાય;
સુખી ઉભય જન થાય કોઇ,
આડે રસ્તે નહિ જાય;
થાય પતીને દુઃખ કદી તો,
પ્રિયા ઘણી દુખોં થાયે;
સ્ત્રી જો થાય દુખી તો મનમાં,
પતી ઘણોજ પિડાયે. ૧૦૨

### દોહરો.

અહોબાઇ ! આવી રીતે, તારાથી વરતાય;
તો સંસારખરેખરો, તારો સફળ મનાય.૧૦૩

### શાર્દુલવિક્રીડિત છંદ.

એવી કોઇ ચતૂર સુજ્ઞ પતિની.

દેખાય રીતી અહીં;
આજ્ઞા પાલન વૃત્તિ જોવી પરખી
પત્ની તણી તો સહી
લેવા પારખું તેનું દાસિ ગણિને;
તેવીજ આજ્ઞા કરે;
તેમાં પાર સુવર્ણ તુલ્ય પડતાં,
પ્યારી પ્રિયા તે ઠરે. ૧૦૪
કરવાને પતિ ઘાત નીજ રિપુનો,
તૈયાર જો થાય છે;
તો હોંસે નિજ કંથને કુળવધૂ,
આપે સદા સ્હાય છે;
જેના ઊપર હોય પ્રીતિ પતિની,
ત્યાં તેની દેખાય છે;
પામે છે મન મેળવી સુખ સદા,
કીર્તિ જનો ગાય છે. ૧૦૫

છપય છંદ.

સુણી સાધુની સુવાણી,
મર્મ સમજી તે શાણી;

કરતાં મનન વિશેષ,
લાગી મોહક તે વાણી;
તુચ્છ કુટેવો તજી,
હતી જે અનાહતકારી;
અસર થતાં અંતરે,
કસર નીકળી નઠારી;
તેના વર્તનથી તો નવી,
થાય પ્રસિદ્ધ કથા અહીં;
એવી રીતે એ બાઇએ,
ચાલ સુધારી દીધી સહી. ૧૦૬

શાર્દુલવિક્રીડિત છંદ.

કે'છે કામની કંથને વિનયથી,
અન્યાય મેં તો કર્યા;
તેની માફી હું આજ માગું વિનવી,
આપો કૃપા સાગરા;
સાધુના ઉપકારનો હું બદલો,
શી પેર વાળું અહો !;
મોટી આફત માંથી બોધ કરીને'
જેણે બચાવી જુઓ. ૧૦૭

## ગીતિ છંદ.

કહે પતી આનંદે,
તું આફતમાં હતીજ પડવાની;
પણ પડવા દઉં કયમ હું,
તે સમજાયું તને ન શુંદાની?. ૧૦૮
પતિ આજ્ઞા નહિં પાળી,
તેથિ વિપત્તિ પડી તને ભારે;
જ્ઞાન ખરૂં મળ્યું આજે,
તે આ સાધુ તણે દયાદ્વારે. ૧૦૯
સંપ વિશે સુખ સઘળું,
કુસંપ તો છે વિપત્તીની ખાણ;
ભાગ્યોદય બહુ જલદી,
થશે આપણો એમ હવે જાણ. ૧૧૦

## ભુજંગી છંદ.

મટ્યો આજથી આપણો કલેશ છેક,
મને અંતરે હર્ષ વ્યાપ્યો વિશેક,
કૃપા સાધુની કેટલી છે નિહાળો,
નમી એમને આપણે ઘેર ચાલો. ૧૧૧

## શાર્દુલવિક્રીડિત છંદ.

આજ્ઞા માન્ય કરી સુપત્નીઁ પતિની,
પાયે પડી જેટલે;
લાગ્યો ભાવથીઁ તેમ સાધુ–ચરણે,
તેનો પતી એટલે;
એ રીતે પતિ પત્નીઁ સંપ સજીને,
સંસારમાં ચાલતાં;
વ્હાલી કામનીઁ કંથને થઇ ઘણી,
જેવી તરૂને લતા. ૧૧૨
પત્ની ઊપર પ્રીતિ જામીઁ પતિની,
ત્યાં શી ખુશીમાં મણા;
[1]સંસારાબ્ધિ કઠીણ તોય સુખમાં,
દેખાય બંને જણા;
કાન્તાનું ચિત કંથ સાથ મળતાં.
શી ન્યૂનતા એમને;
વાંકું એક બિજાથીઁ જેનું મુખતો,
ધીક્કાર છે તેમને. ૧૧૩

સમાપ્ત.

---

૧ સંસારરૂપી સમુદ્ર.